## ॥શ્રીમતે રામાનુંજાયનમઃ॥

### શ્રી સત્ય ધર્મે રામચંદ્રો વિજય તેતરામ.

દક્ષિણે લક્ષ્મણો યસ્ય. વામે તુજન કાત્મજા ॥
પુરતો મારુતી યસ્ય.તં વંદે રઘુનંદનમ ॥
પ્રાતઃ રુત્થાય: કર્તવ્યં
યદ્દ્વિ ક્તેન દિને દિને
તત્સર્વં પ્રવ ક્ષ્યામિ
મુની વાક્ય શ્રુતી સ્મૃતીમતઃ॥

૧૯-૨૬

નારાયણના દાશોએ પ્રાતઃકાળે ઉઠીને સાયન્હ સુધીમાં દરરોજકે કરવાનું કર્મ છે. તે કર્મ શ્રુતી સ્મૃતીમાંથી હું સર્વ લખુ છું.

### ઊત્થાન વીધી.

ધર્મ ભક્તી, અર્થ, કામની પ્રાપ્તી, વા, રક્ષણ અર્થે સ્વસ્થ, વૈષ્ણવોએ છ ઘટી, ચાર ઘટી, અથવા બે ઘટી, રાત્રી રહે ત્યારે ઉઠવું.

સુર્યોદય પછી ઉઠવું વિઘ્ન કરનારૂ છે માટે બનતા સુધી ઉપર ટાછમે ઉઠવા પ્રયત્ન શીળ થવું. આ નીયમ રોગીને લાગુ નથી નીંદ્રા ત્યાગ કરી પોતાના ઇષ્ટ રામચંદ્રના નામના ઉચ્ચાર કરવા અચ્યુતં કેશવં ઇત્યાદી, ત્યાર બાદ પ્રભુની છબીના અથવા ધ્યાનથી પ્રતીમાદના દર્શન કરવા અને કીર્તનોથી સ્તુતી કરવી;

સ્તુતી કરી રહી પોતાના ગુરૂનું ધ્યાન ધરવું, તેમના નામનો ઉચ્ચાર કરી નમન કરવું.

પછી માંગળીક વસ્તુના અથવા પોતાના હાથના દર્શન કરવા. પછી પથારીનો ત્યાગ કરતાં પૃથ્વીને નમન કરી પગ મુકવો, અને પછી મુખ, હાથ ધોવા. માટે જવું અને પછી

શૌચ માટે જવું. વીલંબ હોયતો પ્રભુની સ્તુતીના—વા—ભીક્ષાના કીર્તને, પ્રભાતીયાં ગાવાં.

## શૌચ વીધી.

શૌચ કરવામાં સદા પ્રયત્ન શીળ થવું. શૌચથી મલીનમંન શુદ્ધ થાયછે, જેઓ શૌચથી મલીનછે તેઓ પશુ જેવાજ છે. માટે શૌચ કરવા આ આચાર્યોનો આગ્રહ છે.

### શૌચ કરવા સૂર્ય દક્ષિણે આવે એમ બેસવું.

| | |
|---|---|
| અથવા સવારે, પશ્ચીમ દિશા- | મુખ રાખી |
| મધ્યાને ઉત્તર દિશા- | ઝાડા તથા. |
| સાંજે પૂર્વ દિશા- | |
| રાત્રે દક્ષિણ દિશા- | પીશાબ કરવો. |

એમ ન બને તો દીવસે ઉત્તરે. રાત્રીએ દક્ષિણે મુખ રાખી બેસવું.

જગ્યા=લીલા સુકા ઘાસ ઉપર દર માર્ગ શેરી, પાણી, દેવમંદીર, અગ્ની, એમાં જળ, અને દેવમંદીરથી (૧૦)હાથ અંદર અને ઉંપલા ઠેકાણે મૂત્ર કરવા બેસવું નહીં.

મલ, (ઝાડા) માટે જળ મંદીરથી (૪૦) હાથ અંદર બેસવું નહીં.

વીશેષ રાખ, છાણ, અનાજ, ગૌશાળા, ક્ષેત્ર, સૂર્ય, ચંદ્ર, સ્ત્રી, ગુરૂ, બ્રાહ્મણ, એઓની સાથે, મળમૂત્ર માટે બનતા સુધી બેસવું નહીં.

ઉપલો નીયમ શક્તી વગરનાને, રોગીને લાગુ પડતો નથી, દેશ કાળના વીચારે પાળવા, વીધી—શૌચ કરવા બેસતાં માળા ધારણ કરી હોય તો જમણા કાનમાં ચઢાવવી, મોં નાકમાંથે વસ્ત્ર વીંટી બેસવું, પૃથ્વીને ઘાસથી ઢાંકવી, અને બોલવું. "દેવ ગંધર્વ, યક્ષ, કીન્નર, પીશાચ્ય. ગુહક, સર્વ દુર થાવો હું મલ

મૂત્ર કરૈ છું.

ત્રણ તાલી પાડી ઘટીત શૌચ કરવું

• શૌચ કરી રહી જમણા હાથથી લોટો પકડવો અંગો ધોઈને

સેર આવી હાથે પગે સ્તીકાં લગાડી જળથી ધોવા અને જળ પાત્રની શુદ્ધી માટે પ્રભુનું સ્મરણ કરી જળ પાત્રપર પાણી રેડવું. સોળ ૧૬)કોગળી અનેબે આચમન કરવા, પ્રભુનું સ્મરણ કરવું.

આ નીયમ દેશ કાળના વીચારે એક વખત પણ પગ, હાથ, મુખ ધોયા વીના રહેવું નહીં. ન બનતાં વખતે કરવું, ચુકવું નહીં.

"દંત ધાવન વીધી પ્રયોગ"

દાંતણ ટચલી આંગળીના જેવું જાડું લેવું છાળ સાથેનું ગાંઠ તથા છીદ્ર વીનાનુ ૭ થી તે બાર આગળનું લેવું.

દાતણ ધોઇને પછી ઉત્તર, પૂર્વ, કે ઘરના બારણા તરફ મોઢું રાખી બેસવું. ચાવવું, ચાથી દાંત સાફ કરી ઉળ ઉતારી ધોઈને ફેંકી દેવું. ઉભા રહી કરવું નહીં.

દાતણ ન મળે ત્યારે અને પડવો, અમાંશ, ચૌદશ, પૂનેમ, છઠ, નોમ, રવીવાર, અપવાશ, જયંતી, શ્રાધ, વ્યતીપાત, સંક્રાતી, એ દીવશે દાંતણ કરવું નહીં. એ દીવશે મટોડું ભસ્મ આદી કથા દાંતણ કરવું,

દાંતણ કાંટાવાળાં ઝાડનું તેમ દુધ જેવા ચીકાશવાળા ઝાડનું સમય દોષ દેશના વીચારે લેવું તેમાં તાડ, ચણોઠી, કેતકી, ખજુરી, નાળીયેરી, મહુડો. વીગેરેનું લેવું નહીં.

દાંતણ કરી બાર કોગળા કરવા અને પછી ઇષ્ટનું સ્મરણ કરવું. અચ્યુતં, કેશવં, રામ, નારાયણ, કૃષ્ણ, દામોદર

વાસુદેવ, અજીત, શ્રીધરં, માધવં, ગોપીકા, વલ્લભં, શ્રી જાનકી નાયકં, રામચંદ્ર, અજીત,રામ, (૩૦) રામરામરામ નામ સારકં રામકૃષ્ણ, વાસુદેવ, ભક્તીમુક્તી, દાયકં, શંકરાય, ગ્નીયજ્ઞાન, પુંનદાન, કીર્તન, શ્રી જાનકી, નાયકં સર્વ લોક નાયકં.

વીગેરે સ્તવન કરી સુર્યને નમસ્કાર કરવા. તુળશી, માળા, ગાય, ગુરૂ આદીને નમસ્કાર કરવા

## " ॥ સ્નાન પ્રયોગ વીધી ॥ "

સ્નાન કર્યા શીવાય ધાર્મિક ક્રીયાઓ નીષ્ફળ જાય છે. એમ ધર્મ શાસ્ત્રનું પ્રમાણ છે માટે અવસ્ય સ્નાન કરવું,

સ્નાન કરવાથી શરીરને આરોગ્યતા, શક્તી, અગ્ની, ઉત્સાહ, બળ વધે છે. અને આળસ, આદિ, ઉપાધી દુર થઈ મંન સ્વસ્થ થાય છે. (વૈદક) માટે સ્નાન કરવું. (વીશેષ નિત્ય કર્મમાં જુવો. )

## " ગૃહે નિત્ય સ્નાન વીધી "

દરરોજ ઘેર સ્નાન કેવી રીતે કરવું તે પ્રથમ સુર્યાભી મુખે અથવા ઘરનાં દ્વાર તરફ મુખ રાખી પથ્થર કે લાકડાં આદીના આશને બેશવું, પ્રથમ હાથ પગ ધોઇ ત્રણ કોગળા ડાબી બાજુએ કરવા, જળ=ઉષ્ણ, કે [1]શીતળ શરીરની પ્રકૃતિ મુજબ લેવું, જમણા હાથમાં પાણી લઈ નીચે મુજબ બોલવું

॥ મમો પાત્ત: દુરિત ક્ષય દ્વારા, શ્રી રામ પ્રીત્યર્થે સકલ કર્મ યોગ્યતા સીદ્દયર્થે, પ્રાતઃસ્નીન મહં કરીષ્યે. ॥

---

૧ સંક્રાતી, રવીવાર, સપ્તમી, રાહુ દર્શને, ગૃહણે, અપવાશે, જયંતીએ, શ્રાધે, મરણે, જન્મે નહીં, અડકવાનું અડકાતાં, શીતળ જળે અવસ્ય સ્નાન કરવું. અશકતીએ એ નીયમ નથી.

જળ પૃથ્વીપર રેડવું અને નહાવાના જળમાં તીર્થની ભાવના કરતાં બોલવું.

॥ ગંગેચ યમુને ચૈવ, ગોદાવરી સરસ્વતી, નર્મદે સીંધુ કાવેરી, જલેઽસ્મીન્ સનિંધીં કુરૂ, ॥ ૧ ॥

પુષ્ઠ રઘાનિ તીર્થાનિ, ગંગાદ્યા સરિત્સ્તથા, આગચ્છંતુ પવિત્રાણિ, સ્નાન, કાલે સદામમ ॥ ૨ ॥

એ મંત્ર બોલા રહી પોતાના ઇષ્ટદેવનું સ્મરણ, નામો ચાર બોલી (શ્રી રામ) કરવું અને સ્નાન કરી રહી સાતવાર "પુંડરીકાક્ષાયનમ" એમ બોલી શરીરપર પાણી રેડવું એક આચમન કરવું, અને સુર્યને નમસ્કાર કરતાં બોલવું.

॥ પાપોહં પાપ કર્મોહં, પાપાત્મા પાપ સંભવમ્, ત્રાહિમાં કૃપયા, વિશ્ણો સર્વ પાપો હરોભવ. ॥

સર્વ માંગલીક ચીજોને દશ દીશાએ દેવોને, નમન કરી પવિત્ર ૧વસ્ત્ર પહેરવું. પછી પુંજા પાઠ કરવા.

## ॥ તીર્થ સ્નાન વીધી ॥

પવિત્ર થઈ નદી, આદીક ૨ જળાશય અર્થે તલ, અક્ષત, પુષ્પ, દીવો, યથા શકતીએ લઇને જવું. નારાયણનું સ્મરણ કરવું. તીર્થ ઉપર જઈ પ્રાર્થના કરવી. નર્મદાએ નર્મદાષ્ક, ગંગાએ ગંગાષ્ક, તે ન આવડે તો કીર્તન બોલવા. પોતાના ઇષ્ટદેવ નારાયણ રામચંદ્રના નામનો જપ કરવો. અને જળ પાસે જઇ પ્રથમ બહાર હાથ પગ ધોઈ એક આચમન લઇને

---

૧ નહીં પહેરેલું નવું. ધોયલું, ઊનનું કે રેશમી એ ન બને તો બીનું એ પવિત્ર છે.

૨ નદી, કુંડ, કુવા, તળાવ, આદીક

બોલવું. ।। મમો પાત્ત:દુરિત- ક્ષય દ્વારા, શ્રી-રામ પ્રીત્યર્થે, સકલ કર્મ, યોગતા સિદ્ધર્થે, તીર્થે સ્નાનમહં કરીષ્યે ૧૧

જમણા હાથમાં પાણી લઈ ઉપર મુજબ બોલી નીચે મુકવું. પછી શ્રીહરી નામનું સ્મરણ કરતાં જળમાં પ્રવેશવું. અને પછી જળમાં નીચે મુજબ બોલી નમન કરવું.

" સલિલસ્ય મુખં દૃષ્ટ્વા, વિષ્ણુ રૂપં નમો સ્તુતે, સ્નાનાર્થે મહં ગૃહયામિ, આપો દેવ પુનાતુમાં."

નમન કરી પાંચવાર પાણી આખું ખશોડવું. અને પછી ' નમો રામાય " બોલી આચમન લેવું, અને ડુબકી મારી તમામ અંગ ચોળી નારાયણનું સ્મરણ કરતાં નાહી લેવું, નાહીને એક આચમન કરી સુર્યને, દશે દીશાને, તીર્થને નમવું. અને પવિત્ર વસ્ત્ર પહેરવું પુંજન પાઠ કરવા,

## ( ગૌણ સ્નાન )

વૈદકના દોષે, રોગે,પાણીના અભાવે, દેશના કાળ વિચારે આ સ્નાન કરવું. એનો વીધી નીત્ય કર્મમાં વીસ્તારથી છે.

પાત્રના જળમાં, તીર્થાદીકની સ્તુતી મંત્ર, ઘેર નીત્ય સ્નાનમાં છે, તે બોલી પુંડરીકા ક્ષાવનમ, એ મંત્રનો ૧૦૮ વાર અથવા ૨૧ વખત અથવા ૭ વખત જપ કરી અંગને પ્રોક્ષણ કરી આચમન લેવું હાથ પગ મુખાદીક ધોવા, અને પવિત્ર વસ્ત્ર પહેરી નીયમીત પાઠ કરવા. એ મંત્ર સ્નાનછે. એસ્નાને નીયમીતપાઠ થાયછે. પણ પુંજન,શ્રાધ,દેવવસ્તુમાં અધીકાર નથી.

## " તીલક ધારણ વીધિ "

તીલક ધારણ મારી સર્વ વર્ણના ભક્ત એ કરવું. એ વૈષ્ણવ તાના બાહિર રંગનું ચીન્હછે. એવું નારાયણનું વચનછે

હોમ, દાન, ભોજન, શ્રાધ, ભજન, કીર્તનમાં તીલક,

ધારણ અવશ્ય કરવું, નહીં કરનારનું કર્મ નીષ્ફળ જાય છે.

જ્યાં સુધી પુર્ણ ક્રીયા દીક્ષા પાળી નથી, ત્યાં સુધી વર્ણ ક્રમ ધર્મ મુજબ તીલક કરવું. એટલે વૈશ્યએ ઉભું અને સુદ્ર સ્ત્રીએ ગોળ તીલક કરવું, પુર્ણ દીક્ષાએ ચડયા બાદ ઉભું તીલક કરવું. જુવો નીત્ય કર્મમાં વીસ્તારે લખ્યું છે.

તીલક કંકુ ગોળ તીલકમાં લેવું અને ચંદનાદીક સ્વેત ઉર્ધ્વ તીલકે લેવું.

તીલક કરવાનું દ્રવ્ય પ્રથમ પ્રભુના ધામમાં અર્પણ કરવું. અને ત્યાંથી ચઢાવેલું દ્રવ્ય તીલકમાં વાપરવું. એ શ્રેષ્ટ આપનારૂં છે. તીલકનું દ્રવ્ય શુભ ઠેકાણે રાખવું આરશીમાં જોઈ તીલક કરવું, તીલક વીના રહેવું નહીં.

## " માળા ધારણ વીધિ "

તુળશી, કમળ, આદીની માળા, કંઠી, ગુરૂ તરફથી નારાયણ ધામમાંથી શ્રી સંપ્રદાય મુજબ અર્પણ થઇ મળેલી નીરંતર સદાચાર ( આમાં લખેલા નીત્ય કર્મ પ્રમાણે ) યુક્ત રહેનાર વૈષ્ણવે=કંઠી તથા માળા નીત્ય કંઠમાં ધારણ રાખવી. ધર્માચાર્યોનું વચન શ્રી મતથી છે.

અને સદાચારની પુર્ણ દીક્ષાએ જેઓ પહોંચ્યા નથી. તેઓએ સદાચારે પવર્ત્ત થતાં સુધી એકાંતમાં માળા રાખવી. અને કંઠી હમેંશા કંઠમાં ધારણ રાખવી, અને માળા, જપ, હોમ, પુંજન, પાઠ, વૃતો સ્તવે, ભજન કીર્તને, દેવ મંદીર, દર્શને, દાને, યજ્ઞે, આધિ, ધારણ કરવી. કાર્ય પુરૂ થતાં પવિત્ર સ્થાને મુકવી, પણ પુર્ણ દીક્ષા મેળવવા પવર્ત્ત થવું અને માળા ધારણ કરવા કોશીશ કરવી. કારણ કે કલીયુગના કલેશ દોષના નાશ કરનારી હરીને વશ કરનારી વૈષ્ણવતાને પ્રાપ્ત કરાવ

નારી તુલશીમાળા મુળી છે.

માળા ૧૦૮ મણુકાની અથવા ૩૨૪ મણુકાની હોવી જોઇએ

માળા અને કંઠી કોઇને આપવી નહીં અને બીજાની લે

વી નહી. કારણ માળાનો અર્થે મને હરી પ્રત્યે પ્રીતી કરાવનારી એમ થાયછે.

તુટી ગયેલી માળા પરોવીને માળા મંત્રથી મંત્રી પહેરવી. ખોવાઇ જતાં બીજી ઇષ્ટમાંથી યોગ્ય સમયે લેવી.

વિશેષ જાણવાની બાબત બહુલ નિત્ય કર્મમાંછે તે જોવી.

---

## દેવ પુંજન પાઠ વીધી.

અખુટ ધન કિર્તી અજીત અભય કરનારૂં કલીના કલેશ નાશ કરનારૂં શ્રી હરીનું પુંજન અવસ્ય કરવું. દેવ પુંજન, પાઠ, જપ, સવાર બપોર અને સાંજે કરવાં એ ન બનેતો સવાર સાંજે બે વખત કરવાં, તેમ ન બનેતો સવારે એકવાર પુંજન પાઠ જપ કરી ત્રીકાળનું ફળ લેવું, અને સાંજે ઇષ્ટ ધામમાં આરતીમાં જઇ લાભ લેવો.

ત્રીકાળ દ્વિકાળને એક કાળે પુંજન કરી જેઓ ફળ લેવા ઇચ્છે છે તેઓએ અવસ્ય કર્મ કરી. નારાયણના દર્શન કર્યા શીવાય રહેવું નહીં. પુંજન, પાઠ, જપ, ગુરૂથી અપાયલા ઘેર નારાયણના પટ્ટ ચીત્રાવતાર પાસે બેશીને કરવા અને ઉત્સવે કીર્તને નારાયણના ધામમાં પુંજનના સાહીત્ય આપી પુંજનનો ભાગ લેવો.

જગ્યા = ઇષ્ટનું ચીત્ર, પૂર્વ, પશ્ચીમ, કે ઉત્તર મુખે રાખવું જુગારખાનું, જુઠું, વાલી જગ્યા, દીવસે મૈથુનની જગ્યા, દારૂ વાલી જગ્યા, વેસ્યા ભુવન, દુષ્ટ આવક જગ્યા, એ જગ્યાએ

ઈષ્ટ મીત્ર અને પુંજન પાઠ, જપ, કરવા બેસવું નહીં.

"પુંજન પાઠ વીધી"

ગૌશાળા, વંન, પર્વત, નદી, મંદીર, તુલશી, પીપળો, ઇષ્ટધામ સર્વથી ઉત્તમ જગ્યાએ અથવા ઘેર નારાયણના પટ ચીત્રાવતાર સામું મુંખ રાખી ૧. ઉક્ત દીશાએ યોગ્ય, ૨, આશને બેશવું ૩. પલાંઠી વાલી બેશવું. સ્વચ્છ પાણી, સોનું, રૂપું, કે પીત્તળના પાત્રમાં લઈ બેશવું. "શ્રી રામ:ચંદ્રાનમ="

એ મંત્ર બોલી આચમન લેવું ૪. હાથ ધોઈ નાંખવા ૫. ચોટલીએ ગાંઠ વાળવો ત્યારે નીચેના મંત્ર બોલવો ॥

બ્રહ્મનામ સહસ્ત્રેણ શિવનામ શતેનચ, વિષ્ણોનામ સહસ્ત્રેણ, શિખા બંધ કરો મ્યહમ્ ॥

એ મંત્રથી શીખા બાંધી તીલક કરવું ત્યારે નીચે મુજબ બોલવું

॥ ઉદ્ધતાસિ વરાહેણ કૃષ્ણેન શત બાહુના ॥ આરૂહ્ય મમ ગાત્રાણિ સર્વ પાપં પ્રમોચ્ય ॥ તીલક ધારણ કરી માળા ધારણ કરવી. "માળા ધારણ મંત્ર" તુલસી કાષ્ટ સંભુતે માલે વિષ્ણુ જંન પ્રિયે, બિભર્મિત્વા મહં કંઠે કુરૂમાં રામ વલ્લભમ્ ॥ એ મંત્રથી માળા ધારણ કરવા, અને ॥ શ્રી રામચંદ્ર યનમઃ ॥ બોલી આચમન લેવું, પછી નારાયણનું સ્મરણ કરવું.=

અચ્યુતં, કેશવં, રામ, નારાયણં, કૃષ્ણ, દામોદરં, વાસુદેવં, હરૈ. શ્રીધરંમાધવં, ગોપીકા વલ્લભં, શ્રી જાનકી નાયકં, રામ

---

૧) પૂર્વ, દક્ષિણ કે પશ્ચીમે દ્દષ્ટી રાખે.
૨) ઉંનનું સુતરાઉ, શણનું કે લાકડાનું લેવું, નીચે બેશવું નહીં
૩) બીજા આશન બહુત નિત્ય કર્મે જોવાં.
૪) દરેક આચમને હાથ ધોવા.
૫) સ્નાન, દાન, જપ, હોમ, દેવ પુંજનને ગાંઠ વાળવો.

અંદં, ભજ્જેત્. રામ રામ રામ રામ રામ રામ રામ રામ. સાર કં, રામ, કૃષ્ણ, વાસુદેવ, ભક્તીમુક્તી, દાયકમ, શંકરાય, શ્રીય માન, પુન્યદાન, કીર્તન શ્રી જાનકી, મનોહરંવંદે, લોક નાયકં=

એ બોલી જમણા હાથમાં પાણી લઈ નીચે મુજબ ભણ વું. =॥ મમોપાત દુરીત પાપ ક્ષયાર્થે ચતુર્વીધ લક્ષ્મી ફળ આપ્યર્થે શ્રી ઇષ્ટ દેવસ્ય ભક્તીબળ પ્રસન્નાર્થે પુંજન સ્તુતી પાઠ, મંત્ર, જપ, કર્મમહં કરીષ્યે. ॥ એ બોલી પૃથ્વીપર પાણી મુકવું શરીરપર ॥ પુંડરીકા ક્ષાયનમઃ ॥ એમ સાતવાર બોલી જળ છાંટી નીચેના મંત્રથી આશનને પાણીનું માર્જન કરવું ભુતપ્રેત પિશાચાદિ, વિઘ્ન કર્તુ નિવારણું, ભવંત્વીતિ, અમુ ષ્યાર્થે આસનં પરિકલ્પયેત્ ॥ માર્જન કરી એક આચમન કરવું. અને પછી સુર્યને અર્ધ્ય આપવા. ૧ અથવા

**નીચેના મંત્રથી પગે લાગવું.**

॥ સૂર્ય મંડળ મધ્ય સ્થં. રામ સીતા સમન્વિતમ્ ॥ નમામિ પુંડરીકાક્ષ મમેયં ગુરૂતમરમ્॥

પછી માનશીક પુંજનમહં કરીષ્યે ॥ એમ બોલી પૃથ્વી પર જળ મુકવું.

**॥ માન શીક પુંજન વીધી. ॥**

પુંજનના અધીકારી માટે બહુત નિત્ય કર્મમાં છે અહીં આ ફક્ત માનશીક ષટ્ ચીત્રાવતારનુંજ પુંજન લખ્યું છે. પુંજનમાં અથવા દેવ ધામમાં પુંજને આવતા સાહીત્ય વીશે.

જળ સ્નાનેમાં ઉત્તમ છે તે લેવું.

ગંધ—ચંદન, કંકુ, ગોપી ચંદન, કૃષ્ણાગરૂ, કેશર, કસ્તુરી, સુખડ, મલ્પીગર, એમાંથી બનતુ લેવું **અષ્ટ ગંધ.**

---

૧ આચમનીમાં પાણી, ચંદન, પુષ્પ, લઈ સૂર્ય સાંમે રેડવું

પુષ્પ. ચંપો, આંબો, શમી, કમળ, કરવીર, જાઈ, જુઈ, ચંબેલી, મોગરો, કરણુ, કુશ, સોપારી, ફુલ, અશોક, તુલશી, તગર, કુલાર, ચંપો, બીજા ઉત્તમ પુષ્પ લેવા. તેમાં કીડાનાં ખાધેલાં, ગળી પડેલા, વાસી, પાકાં, મળથી મૂત્રથી બગરેલાં, ચડાવેલાં, પહેરેલા વસ્ત્રમાં લીધેલાં, જળમાં ધોયેલાં, પુષ્પ લેવાં નહીં. તેમ નારાયણ ધામમાં આપવા નહીં. ફુલ ન મલે તો ફળ, ફળ ન મલે તો પત્ર, પત્ર ન મલે તો ઔષધી લેવી એક પુષ્પે દશ સુવર્ણ ફુલનું ફળ મલે છે.

તુલશી,=॥ તુલશી રત્નરૂ પાણી, હેમરૂ પાણી, પત્રીણી વીષ્ણું પૂંજાર્થે ચીન્હોમી મમ દોષો નહીય તે ॥ એ મંત્ર બોલી તુલશી પત્ર તોડવા, એ પત્ર અર્પણ કરનારને પુંજનનું લક્ષ ગણું ફળ મળેછે.

તુલશી સ્નાન કર્યા વિના, પુનેમે, અંમાશે, બારશે, સંક્રાતીએ, તેલવાલા શરીરે, બપોરે રાત્રે, દીવા વખતે, શુતકે, તોડવી નહીં, એથીપુણ્ય હરાય છે.

૫ ધુપ, અગરબતી, ગુગળ, ઘી, અથવા પંચા મૃત દશાંગ ધુપ લેવો. બીજા ઘણાં છે. બહતનિત્ય કર્મ જોવા.

૬ દીવો–ઘીનો અથવા તેલનો બંન્ને ચીજ સાથેનો નહીં કરવો. દીવો ન મલે સુર્યને પગે લાગવું, દીવો જ્ઞાન દાતા છે. દીવાનું મુખ પૂર્વ, પશ્ચીમે કે આકાશે રાખવું.

૭ નૈવેધ,–ખાંડ, શાકર, ફળ, ફુળ, નવીન મેવો કેળાં પસ્તાં ચારોલી, બદામ, દ્રાક્ષ, કોપરૂં, ભોજન કરતાં હોય તે ધરાવી જમવું, વીશેષ બનતા નારાયણ ધામે અર્પણ કરી વાપરવું.

૮ એ પ્રસાદ ફળ હજાર એકાદશી વ્રતનું ફળ કરતાં વિશેષ દાતા છે. હરી પ્રસાદ ભક્ત નથી તેના હાથનો લેવો નહી.

પ્રાશે તે દેવનો કહે, અથવા પ્રભુના ધામનો કહે, પણ અભક્ત ના હાથનો લેવો નહીં. લેવો પણ ખાવો નહીં. અર્થાત્ ભક્ત ના હાથનો લઈ ખાવો એ ફળદાતા છે.

૯ ચર્ણામૃત એક બીંદુ પીતાં કરોડો પાપ નાશે છે. અને નીચે પડતાં કરોડો પાપ ચોંટે છે, માટે તપાસ રાખી ચર્ણામૃત પીવું.

## બીજાં સાહીત્યો બહુ(ત)માં છે.

એ સહીત્યો પોતાની બનતી મહેનતે નારાયણના પટ ચીત્રને પ્રથમ જળ, ગંધ, અક્ષત, પુષ્પ, ધુપ, દીપ, નૈવેધ ક્રમ વાર ચડાવતાં ચડાવતાં " શ્રી રામચંદ્રય ભકત વત્સલાય નમ " એમ બોલવું. ત્યાર પછી પ્રેમ લાવી નીચેનો છંદ બોલવો. સંસ્કૃત બહુતે છે, ગુજરાતી આમાં છે.

## ભુજંગી પ્રયાત્

અહો રામચંદ્ર અહો ઈષ્ટ દેવા.
પધારો પધારો કરે દાસ સેવા.
બીરાજો બીરાજો રૂદયા સન ચારૂ,
પ્રભુ માનશીક સેવા પ્રેમે ધારૂં.
પ્રેમ પાત્રમાં સ્વચ્છતા નીર લાવી;
ભાવ અર્ધ્ય પાદામૃત ભક્તી ભાવી.
જ્ઞાન સ્નાન વીવેક એ વસ્ત્ર છાજે;
અર્પું ધ્યાન ગુણ શ્રામ લંકાર આજે.
નીતી ગંધ અંક્ષ પ્રેમ પુષ્પ માળા;
નામ તુલસી અષ્ટ શત ભક્ત પાળા.
ધુની ધુપ દશાંગ જ્ઞાન દીપ દેવા;
કર્યો પાક પવિત્રતા જ્ઞાન ઘૃત મેવા.

ભર્યું નીર એ સ્વચ્છતા નાથ પીશો;
આપું હર્ખતં બોલ એ મુખે લેશો.
આરત આરતી કરી નીખુ સ્વામી;
મૂહી પ્રેમ પુષ્પાંજળી બક્ષો આમી.
નમુ અષ્ટ અંગે ભક્તી ભીડ હરવા;
કરૂં નીત્ય ગીતં નૃત દર્શ કરવા.
ગુન્હા માફી બાળો ગણી યોગ્ય બક્ષો;
ઘટીત આપી ભવ તારતાં આપ રક્ષો.
કરૂં માનશીક સેવા ઊર ધારો;
ભકતી દર્શએ જે શંકર નાથ ઠારો.
ઠારો વિભુ ભકત વત્સલા, ચાહુ બાળ તત્કાળ;
પુંજન અર્પું નાથજી, કરો જય જય ભક્ત કૃપાળ.
કૃપાળુ સીંચાવર રામચંદ્રકી જય.

આ છંદ બોલી રહી ગુરૂથી અપાયલા પાઠો કરવા ત્યારે બોલવું " અમુક સ્તોત્રસ્ય પાઠાખ્ય કર્મ મહં કરીષ્યે " એ બોલી પૃથ્વીપર પાણી રેડવું પછી પાઠ વાંચવા પાઠ વાંચી રહી ગુરૂથી અપાયેલ મંત્રનો જપ કરવો. ॥ જપં કરીષ્યે. ॥ બોલી નીચે પાણી મુકવું. અને પછી (૧) જપ કરવો જપ કરી રહી બોલવું ॥ શ્રી રામચંદ્રાર્પણ મસ્તુ ॥ પછી નીચેના મંત્રથી સ્તુતી પાઠ કરવો. ॥ સ્તુતી પાઠ ॥

દક્ષીણે લક્ષ્મણો યસ્ય, વામેતુ જનકાત્મજા; ॥
પુરતો મારૂતી અસ્ય, તંવંદે રઘુનંદનમ. ॥

---

૧) જપ કરતાં માથુ કે શરીર કંપાવવું નહીં. મંત્ર મંન માં જપવો. માળા, વસ્ત્રથી ઢાંકવી. મુની વ્રત રાખવું.

સૌભાગ્ય સંત ત્રિદેવ, ધન્ય ધાન્યં ચમે સદા ॥
આરોગ્ય શોક શમનં, કુરૂમે ભક્ત વત્સલા, ॥
ત્વમેવ માતાચ પીતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ ॥
ખાત્વમેવ ॥ ત્વમેવ વીદ્યા પ્રવિણં ત્વમેવ ॥
ત્વમેવ સર્વં મમ દેવ દેવ : ॥
મત્સમા પાતકી નાસ્તી, પાપ ક્ષિંત્વં સમાનહિ ॥
એવં જ્ઞાત્વા મમ દેવ, યથા યોગ્યં તથા કુરૂ ॥
અન્યથા શરણં નાસ્તી, ત્વમેવ શરણં મમ ॥
તસ્મા ત્કારૂણ્ય ભાવેન, રક્ષસ્વ પરમેશ્વર ॥
કાયેન વાચા મંન સૈંદ્રિયૈશ્ચ, બુધ્યાત્મના ॥
વા નુસૃત સ્વભાવાત કરોમિ યદ્ય ત્સકલં ॥
પરસ્મૈ નારાયણા યૈવ સમર્પયામિ; ॥
જયતુ જયતુ દેવો દશરથા નંદનોઽયં ॥
જયતુ જયતુ રામા; સુર્યવંશે પ્રદિપ; ॥
જયતુ જયતુ મેઘળ સ્યામ કોમળાં ગો; ॥
જયતુ જયતુ વરદ; ભકતી ભાવં પ્રદેહિ; ॥
ભકતી અર્પો વીઠુલા; ચર્ણ શાર્ણ આ બાળ; ॥
અર્પું કર્મ હું સ્યામને; સૌ દેવનકુ નમસ્કાર; ॥
સૌ સંતનકુ નમસ્કાર! ભકત વરદાય; ! !

હરિ વીઠુલા જય જય સીતારામ;

અષ્ટાંગે પ્રણામ કરવા, મંગળ વસ્તુના દર્શન કરી ઉઠવું

અભીવાદન=નમન કોને કરવું.

માથું, હૃદય, દષ્ટી, મંન, વાચા, પગ, હાથ, જાંગ, એ અંગો પૃથ્વીપર દંડ માફક પડી પગે લાગવું. તેને અષ્ટાંગ પ્રણામ કહે છે. એ પ્રણામ માતા પીતા ગુરૂ અને ઇષ્ટ દેવને કરવા.

ષ્ટિને વખતે વખત દર્શન કરતાં કરવા. માતા પીતાને વિયોગ થતાં માંગલીક કાર્યા રંભે અંતે ખોળામાં માથું આવે એમ કરવા;

ગુરૂને દર્શન થતા વિયોગે મંગળ કાર્યા રંભે અંતે પુજને કરવા, તેવખતે જમણો હાથ જમણે પગે, ડાબો ડાબા પગને અંગુઠે લગાડી, ચર્ણરજ માથે ચડાવવી. એ અષ્ટાંગ પ્રણામ બીજાને નહીં કરવા.

બીજાને-એટળે ગાય- બ્રાહ્મણ અગ્ની. સુર્ય- સોનું. ગુરૂ- રાજા- તીર્થ- દેવ- એઓ બંન્ને હાથ જોડી માથું નમાવવું.

દેવ પ્રતીમા- બ્રાહ્મચારી યતી, વાનપ્રસ્થ, વૈષ્ણુવને ઇષ્ટ સ્મરણ કરી નમવું.

ચંદન, ગંધ, કસ્તુરી, દર્પણ, મણી, અગ્ની. સુર્ય. તુળશી. દેવ. ઝાડ આદી જોઇને નમવુ. એ નહી કરનારા પતીત થાય છે.

કોને નહીં નમવું.—આ દેશના જ્ઞાન વીનાનાને, ત્રીપુરૂષ અજ્ઞાતને, કન્યાદાને, શ્રાધે, નમસ્કાર કરવા નહીં;

તેમ પાખંડી, પાપી, જુઠ્ઠા, લુંચ્ચા, દારૂડીયા, માંસહારી, કૃતઘ્ની, જુગારી, દોડતા, મદાંધી, છકેલા, શુદ્રાચારી, નાસ્તીક, અપંગને નમવું નહીં- તેમ દુર રહેલા જળમાં ઉભેલ ધનગર્વી, છીદ્ર શોધનાર, મૂઢ એઓને નમવું નહીં.

સભામાં, યજ્ઞશાળામાં, દેવ ધામમાં, કીર્તનમાં, લૌકીક કર્મમાં, વૈદીક કર્મમાં, અદયાત્મક કર્મમાં, સભામાં દરબારમાં, બ્રાહ્મણ આદીને જુદા જુદા નમવું નહીં.

---

## ॥ નીત્ય ધર્મ; ॥

ગ્રહસ્થ ભક્તએ ભક્ત બોધમાં કહેલા ભક્તના નીયમ

પાળવા, હીંસા તજવી. સત્ય બોલવું, ચાલવું, દયા, શમતા રાખી યથા શકતી દાન કરવું પર સ્ત્રી તજવી, સ્ત્રીનું રક્ષણ કરવું. મદ્ય, માંઉસાદીક, જુગાર, કેફી ચીજ, વ્યભીચાર તજવા, કામ, ક્રોધ, ભય લોભ, ગીત, દુત, વીવાદ તજવા,

**દાનમાં**—વિદ્યા, જ્ઞાન, અભય, ભુમી, ગૌ, કન્યા, સુવર્ણ, અને અંન એ, દ નો શકતી મુજબ કરવા. પણ નીત્ય પુન્ય, અંન દાન કરવું;

સદગુણી પાત્ર જોઇ દાન આપવાં. તેમાં બ્રહ્મચારી, યતી, વિદ્યાર્થી, ગુરૂ, હીન ભાગ્યવાન, નીર્ધન, એઓ ભીક્ષુકછે. એઓ ને યથીત અંન દન જરૂર આપવું. પ્રીય, શત્રુ, મુર્ખ, કે રોગી પાત્ર ન જોતાં ભીક્ષાર્થે આવેલાને દીચાંત અન્ન આપવું. બીજાં દાનો વીશે બહત નિત્ય કર્મમાં જોઇ દાન કરવું.—=

## લોક યાત્રા

ગામ કે પરગામ દેવ, નદી આદીક, ઇષ્ટધામે, ગુરૂ દર્શને, જઇ પુન્યનો લાભ લેવો એને લોક યાત્રા કહે છે,

નિત્ય પુંજનથી પરવારી અને દીવા વખતે, વ્રત ઊત્સવે, ગામ વા. પરગામ હરીના દર્શન કરવા. વૈષ્ણવ થઈ જેઓ શ્રી હરીના દર્શન કરતા નથી તેઓ અધમ ગતીના નીયમમાં મળેછે.

કદાચ હરીનું અર્ચાવતારીક ધામ ગામમાં ન હોય તો હરીના દરરોજ પટ્ટ ચીતાવતરનું દર્શન કરી, એક એક દીવસ ને આંતરે, સાત દીવસે, ઊત્સવે વ્રતે જરૂર હરીના દર્શને જવું. બનતી શકતીએ પુંજાના સાહીત્ય આપી દરશન પુંજનનો લાભ લેવો.

## નારાયણના દર્શને જઈ પાળવાનાં નિયમો;

૧) સ્નાના દીકથી પવિત્ર થઇ વસ્ત્ર પહેરી પ્રભુના ધામમાં જવું
૨) પ્રભુ ધામમાં જતાં કાંઇક વ્યશન કરવું નહીં. કરીને આવવું નહીં.

૩) પ્રભુ ધામમાં પોતાના સગા સ્નેહીઓને પણ દર્શન લાભ લેવો ફરજ પાડવી અને તેડી લાવવા.

૪) પ્રભુ ધામમાં દેવ મંદીરે ખાલી હાથે ન જતાં બનતી શકતીએ ફળ, પુષ્પ, અંન, દ્રવ્યાદિક, પુંજન યોગ્ય લઈજવું

૫) પ્રભુ દર્શન કરી ગુરૂ અને ભકતોને જપદવનીથી નમન કરી યોગ્ય આશને બેશવું મભુ. કથા, કીર્તન લીલા વખાણવી.

૬) દર્શન આરતી થતાં ઘંટ અવાજ સાંભળી દોડીને પ્રેમ થી દાખલ થવું. ઉભા રહી નિત્ય નીયમીત પ્રાર્થના કરી બેશવું

૭) પ્રભુ પ્રસાદ જરૂરથી દોડીને લેવો. માંગીને બેશી રહેવું નહીં અવશ્ય યોગ્ય પાત્રથી લેવો.

૮) દેવ સામું અથવા પુંઠ કરીને ઊભા રહેવું કે બેશવું નહીં દર્સન કરી બે ચારેક પગ પાછા મુકી યોગ્ય રીતે બેશવું

૯) પ્રભુ ધામમાં કે અન્ય દેવ મંદિરમાં ચાળા ચેષ્ટા કે નઠારૂં ભાષણ ન કરતાં ધર્મની ચર્ચા કરવી.

૧૦) વીશેષ આચારે અને વિચારે વર્તવું અને મનુષ્ય ફરજ ધર્માજ્ઞાએ બજાવવી.

**॥ પ્રાત મધ્યાન સાયાન્હે હરી દર્શન સ્તુતી. ॥**

સવારે, બપોરે, સાંજે હરી દર્સન કરતાં બોલવું તે વીધી

હરી દર્સને ધ્યાન સવારે દયાયે દ્રાજાનું બાહું ધૃતશર ધનુષં બધ્ધ પદમા શનસ્થં; પીતં વાસો વસાનં નવ કમલ દલંસ્પર્ધિનેત્ર પ્રસન્નમ્ ॥ વામાંકા રૂઢ સીતા મુખ કમલ મિલબ લોચનં ॥ નીરદાભં નાના લંકાર દીપ્તં ॥ દધત સુરૂ જટા મંડનં રામચંદ્રમ્ !

બપોરે=ભ[illegible] [illegible]થ હર મેકં ભાનુ.=ઇત્યાદી.

સાંજે=શાંતા કારંભુ જંગ શયનં=ઇત્યાદી.

ઉપલા શ્લોકથી ધ્યાન ધરી નીચે મુજબ સ્તુતી કરવી.

## ॥ ભુજંગ પ્રયાત. ॥

નમો રામરામં નમો પર્મ ધામં: અખીલ વીશ્વ ત્રાતા;
જંન પુર્ણ કામં.

અનિત્યં વિભો વ્યાપંક બ્રહ્મરુપં
નમો સચ્ચીદા નંદ સર્વાત્મ રૂપ;
અછિદં અભેદં અની રહું ત્વમેક;
અખંડા ભીધાનં મરૂપં અનેક.
પ્રજા જાત નીરબંધ નીરવાણ દાતા;
પ્રપન્નં જંન સર્વદા સર્વ ત્રાતા.
દ્વીજાનીજે રાગો ધરા ગુપ્ત કરતા,
અધર્મા હુંકારી નીસીચર હરતા.
ક્ષમા સુરવશં પ્રાર્થીતં પર્મહેતુ;
પીડા ટાળવા પાળવા ધર્મ સેતુ.
પરીત્રાય સાધુવીના શાયદુષ્ટં,
અભેદાયકં શંભવં ભાવપુષ્ટં.
કલાપુર્ણ અંશૌવિંદુષી સહિતં,
પસો ઉદભંવ ભાનુ વંશે અજીત.
કૃતં બાળ પેગંડ લીલા અપારં,
હતં બ્રહ્મ દ્રોહાની બીડાંધ કારમ.
નમો ભુમીજાવલ્લભં ભુપ સ્વામી,
પુનાતી ધરા ડંડ કારણ્ય ગામી.
તીરથ પાદ ચરતા ભુવી [illegible] હર્તા.

નીગમ ધર્મધર્તા નમો વીશ્વ ભર્તા.
નીજાનંદ સંદેહ અવ્ય કૃત મૂળં,
મંગળ ધ્યાન હરં ત્રય તાપ શૂલં.
નમો-ભવરૂજા તોષજં નામ ધિરં,
શમન શંશ્રતીં કામ ક્રોધાદી વીરં.
નમો નીર્મલં કશ્મલં દુઃખ હારી,
મધુ મર્દનં મોક્ષદાતા મુરારી.
હરી વાસુદેવં રૂપી કેશવારં,
નમો માધવં પ્રકૃતી મોહ પારં.
દેવા ધીશ ઇશાન જંથ વ્યમાનં;
પ્રભો પ્રાહિ પ્રણતિ.

અભય, ભકતી, દાનં, [૬]

જય રામચંદ્ર પરી બ્રહ્મદેવા. જય વીશ્વના નાથ અઘાંત જેવા
જય પુર્ણાનંદ વૈકુંઠ ગામી, સીતા નાથજી રામચંદ્ર નમામી;
જય નાથ વૈકુંઠ આનંદ રૂપ, જય શ્રીપતી વીશ્વના ખુદ ભૂપ;
જય શર્ણ વત્સલ અંતરયામી, સીતા લક્ષ્મણ રામચંદ્રનમામી;
જય શામ સુંદરરૂપે કામ કોટી, જય સચ્ચીદાનંદ આનંદ જોતી;
ધરી ભકતને કારણે દેહ નામી, સીતા નાથજી;
જય વીશ્વમાંરૂપ નાગુણ વ્યાપ્યા, સગુણરૂપથી ભકતનાં દુઃખ કાપ્યાં;
નમું શ્રીપતી રાજે ગરૂડ ગામી, સીતા નાથજી;
શેષ શનકાદીકો ધ્યાન ધરતા, શુર શીવ બ્રહ્માદીકો ગ્યાન કરતા;
વદે વેદને ઉપનીષદો પ્રણામી,. સીતા નાથજી;
મુંજ માતને તાત બંધુજ પ્યારા, વીતક્ષાનયસ સર્વેછો નાથ મારા
રટું નામ હું કીર્તને હર્ષ પામી, સીતા લક્ષ્મણ;
હરો કુમતી પાપના પુંજ મારા, હરો દોષને કષ્ટ સંતાપ પ્યારા.
સૌ કામમાં આશરો તુજ સ્વામી, સીતા નાથજી;

કર્યા કોટી અપરાધ એનાથ બાળા, કરેનેક્ષમા પુત્રછું જાણીબાલા.
રટે નામ જેશંકર હર્ષ પામી સીતા લક્ષમણ;

(ઉપલી સ્તુતી પાઠ કરી નીચેના શ્લોકો બોલવા, જો પુંજન ન થયું હોયતો પુંજાની સામગ્રી અર્પણ કરી પુંજનનું સ્તોત્ર બોલવું. ત્યાર પછી નીચેના શ્લોક બોલવા.)

અપરાધ સહસ્રાણી, ક્રિયાતેઽ હર્નિશંમયા, દાસોઽહં મતી મંદ ત્રાહીમાંમ્ શરણાગત અન્યથા શરણં નાસ્તી, ત્વમેવ શરણંમમ. તસ્માત્કારૂણ્યભાવેન, રક્ષસ્વપરમેશ્વર કાયેનવાચ્યા. એ શ્લોક બોલવો.

**દક્ષિણે લક્ષ્મણો યસ્ય. વામે તુજન કાત્મજા ॥**
**પુરુતો મારુતીર્યસ્ય. તં વંદે રઘુનંદનમ ॥**

શ્રી સ્યામ ( અષ્ટાંગે પ્રણામ કરવા તે વખતે બોલવું. )
અંપરાધ સહસ્રભાજનં, પતીતં ભીમ ભવાર્ણ વોદરે ॥
અગતિં શરણાગતં હરે કૃપયા કેવલ માત્મ સાત્કુરૂ ॥
ભક્ત વરદાય હરી વીઠ્ઠલ જયજય સીતારામ

## ગુરૂ દર્શને સ્તુતી પાઠ.

શ્રી સંપ્રદાય ગુરૂ રામાનુંજ (લક્ષમણજી) ને નમન કરવું. બોધ દાતા ગુરૂને નમવું.

**ગુરૂ બ્રહ્મા ગુરૂ ર્વિષ્ણુ ગુરૂ દેવ મહેશ્વર ॥**
**ગુરૂ દેવ પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરૂવે નમ ॥**

દર્શન સ્તુતી કરી રહી આરતીમાં જોડાવું નીત્યકીર્તન ગાવાં.

## મધ્યાન કાળ કર્મ.

બપોરે, સવારે ન થયેલ સ્તુતી પાઠ કરવા. દેવ ગુરૂ દર્શને જઇ પછી ભોજન લેવું. શ્રમીતે નીંદ્રા લેવી. હરી કથાદી અધ્યાત્મીક પુસ્તકો વાંચવા. અથવા ગૃહકાર્યમાં મચવું ઇત્યાદી.

## ॥ ભોજન વીધી. ॥

પુંજાદીકે પરવારી સુદ્ધ વસ્ત્ર પહેરી સવારે બપોરે સાંજે ભોજન લેવું.

દીવા વખતે, મધ્ય રાત્રે, સૃતાદીકે ભોજન ન કરવું. ભોજન (૧) ઉત્તમ (૨) બે વાર મધ્યમ (૩) ત્રણવાર કનીષ્ટ છે બનતા પ્રયાસે ચડી ઉત્તમતા મેળવવી.

ભોજન માટે પૂર્વ-દક્ષિણ-પશ્ચિમ દીશાએ મુખ રાખવું. ( વિશેષ જુવો બહતે છે. )

### ભોજન કરતી વખતે પાળવાના નીયમો.

(૧) મીતાહાર દેહને યોગ્ય ભોજન કરવું. (૨) મુની વ્રત રાખવું, (૩) અંનની નીંદા કરવી નહીં. રૂચી મુજબ જમવું, (૪) બાળક, રોગી, વૃદ્ધને પ્રથમ જમાડી જમવું. (૫) જમતાં અજીઠ અંન્ન કોઇને આપવું નહી. (૬) બાળક કે કોઇ સાથે એકઠું બેશી જમવું નહીં. (૭) ઇષ્ટનું સ્મરણ કરતાં જમવું. (૮) કુ ભાષણ કુ દર્શન કરવાં નહીં. (૯) હાથ મુંખ ધોયા વીના ઉઠવું નહીં. (૧૦) જમી રહી હાથ મુખ ધોઇ પ્રભુને અર્પણ કરેલું તુલશી પત્ર ખાઇ જવુ. માહાત્માનું સ્મર્ણ કરી કાળને નમીઉઠી જવું. બાદ થોડું ચાલી પાનાદીક ખાવાં.

### વિધી.

ભોજન માટે યોગ્ય આશને બેશી પ્રથમ વીષ્ણું પાદોદક પીવું. અથવા તુલશી દલ ભક્ષણ કરતાં બોલવું. અકાલ મૃત્યુ હરણં સર્વ વ્યાધી વિનાશનમ્ ॥ વિષ્ણુ પાદોદક તીર્થં જઠરે ધારયામ્યહમ્ ॥ એ મંત્રથી ત્રણ વાર લેવું. ત્યાર પછી ( દુષ્ટ સંગે બેઠા હોય ત્યારે ) પંક્તી વારણ કરવું નમો ભગવતે શ્રી રામચંદ્રાય ॥ એ મંત્રથી ૭ વખત પાણી મંત્રી દક્ષિણ બાજુથી જળધારા કરવી શ્રીરામનું સ્તવન કરવું. પછી ॥ પુંડરી

ક્ષાય નમ ॥ એ મંત્રથી અન્ન પાત્રપર પાણી છાટવું. ઇષ્ટ ને ભોગ અર્પણ તુલશી મૂકી કરવો. પછી ઇષ્ટના સ્મરણ સાથે કુતરા, ગાય, કાગડા માટે શક્તી મુજબ ગ્રાસ કાડવા ચોટલી છુટી મુકી ભોજન કરી લેવું ભોજન કરી રહી આચમન લઈ ચોટલી બાંધી હાથ મુખ ધોવા તુલશી પત્ર ભક્ષણ કરવું. ઉઠી જવું. ભોજન માટે પાત્ર પીત્તળનું સોનું, રૂપું, કેળ, આંબો કમળ, ખાખર, ફણુશ, ચંપો, ઉમરો ધાતુ પાત્ર ઊત્તમ છે: ભાંડ પાત્ર ઉત્તમ છે, પાત્ર વીના નીચે મુકી ખાવું નહી અન્ન ફેંકવું નહી. રાત્રે દીવો બોળવાતા પાણીનો સ્પર્સ કરી સાવત્રા નુ સ્મરણ કરવું વગેરે એ સરવે ભોજનનો વીધી છે.

## સાંયંકાળ કર્મ વીધી;

સુર્ય અસ્તથી જ્યાં સુધી તારા દેખાય છે ત્યાં સુધી સંધ્યાકાળ છે દીવો ચેતાવો ઇષ્ટની જે બોનવી સંધ્યાકાળે શક્તીવાળા વૈષ્ણવે સ્નાન કરવું ગુરૂથી અપાયેલ મંત્રનો જપ કરવો, અને પછી હરી મંદીરમાં સાંયન્હે આરતીમાં નીત્ય નીયમીત કીર્તનમાં જોડાવું અથવા સાંજે પવિત્ર થઇ હરી મંદીરમાં દર્શન કરી નીત્ય નીયમીત પાઠ કરવા ઉત્તમ છે. અને જ્યાં મંદીર નથી તેઓએ સંધ્યાકાળે હરી ચીત્રાવતારનું દર્સન કરવું ત્યાં નીયમીત પાઠ જપ કરવા નીયમીત કીર્તનો ગાવાં બાદ ભોજન કરવું—

## અધ્યયન વિચાર.

રાત્રીનો પહેલો પહોર વિદ્યાભ્યાસમા કહાડવો તેમાં હરી કીર્તન ભક્ત ચરીત્ર શ્રી હરી ગુણ કર્મ નામ જેમાંછે તે વાંચવા

## નીંદ્રા વિચાર

રાત્રીનો બીજો ત્રીજો પહોર નીંદ્રામાં વ્યતીત કરવો. સંધ્યા

'કાળે અનાજ ઉપર દેવ બ્રાહ્મણ ગુરૂના ઉપલા ભાગમાં ગૌશાળા નહારી અવસ્થામાં ભુતવાળા ઘરમાં સ્મસાનમાં રાફડા ઉપર ઝાડના મૂળમાં નગ્નપણે વસ્તી વગરના ઘરમાં પીપળ, વડ, વૃક્ષતળે અયોગ્ય ભુમીમાં શુવું નહીં શુદ્ધ ભુમી જોઈ નીંદ્રા લેવી

પુર્વ દક્ષિણે ઘેર માથું રાખવું પશ્ચીમે પ્રવાશે શાશરે દક્ષીણે માથું રાખી સુવું . ઉત્તરે રોગીષ્ટ થવાય છે. માટે સુવું નહીં. સુતી વખતે હાથ મુખ ધોઈ ઇષ્ટ સ્મરણ કરી સુવું. પ્રથમ સુને ઘોડા શ્વાસ ચત્તા સુઈને લેવા. પછી જમણે પડખે લેવા અને પછી ડાબે પડખે સુઈને સ્વસ્થ પણે નીચે મુજબ ઇષ્ટ સ્મરણ ધ્યાન કરતાં નીંદ્રા વશ થવું.

જેજે સીતારામકી જે બોલો હનમાનકી. સીતારામ લક્ષમણ જાનકી, જે બોલો હનમાનકી. ભરથ લક્ષ્મણ. ત્રિપુદલન સું જાનકી. જે બોલો.

રઘુપતી રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.
જે રઘુવર સ્યામ સુંદરકી, સીતા વરકી બલીહારી.
કલીયુગ કે જન ઉદ્ધારે, નામ ઉપર જાઉં વારી.
જે રઘુનંદન જે સીતારામ, જાનકી વલ્લભ સીતારામ.
જે રઘુનંદન અવધ વીહારી, જોડી સુંદર મંગળ કારી
જે રઘુનંદન લાલકી, સબ ભક્તનકે પ્રતિ પાળકી
જે રઘુનંદન જાનકી નાથા, સીતારામ સરવ કે દાતા.
જે રઘુનંદન જનક કીશોરી, પરમાંનંદ પ્રભુ મનોહર જોડી
જે રઘુનંદન રાઘવરામ, ભક્ત જન કે પુરણ કામ.
સીયાવર રામચંદ્ર માઇ બાપ, ટાળો શર્ણનકે પરીતાપ.
જય શ્રી નારાયણ પરમેશ, વંદુ ચરણ તમારા બેશ.
શ્રી રામ લક્ષ્મણ પુર્ણ કામ, ચર્ણ શર્ણ પાહીમામ.

પ્રભુને નમન કરી ધ્યાનાવસ્થ થવું. ઇત્યાદી.

## સુતકે નિત્ય કર્મ.

મંત્રવિના—ઇષ્ટદેવના નામથી ઉત્થાન. સાચ—સ્નાનાદીક કરવું. દેવ આદીક વીપ્ર—તુલશી આદીને અડકવું નહીં. પુંજનાદીક ન કરવું. ફક્ત ગુરૂથી અપાયેલ મંત્રનો જપ કરવો. માલા લેવી નહી. આંગળીના વેઢાથી મનમાં જપવો. દરેક વીધી પાળવી. ભોજનમાં તુલશી નાંખવી. મંત્રાદીક જપવા નહી. પ્રભુનામ સર્વેમાં જપવું. કીર્તનાદી ભજનો ગાવાં ઇત્યાદી.

## સ્ત્રીના નિત્ય કર્મ.

સ્ત્રીઓએ આ નીત્ય કર્મ પ્રમાણે ચાલવું. તેમાં ફકત શૌચ અડવું. અને વીધવાએ ટીલકનો ત્યાગ કરવો.

રજસ્વલા દોષ વખતે કાંઇ પણ કર્મ ન કરવું. પાંચમે દીવસે મંત્રાદીક જપવા. પણ ચોથે દીવસે પંચગવ્યાદી ભક્ષણ કરી. શ્રી રામચંદ્રાય નમઃ એ મંત્રનો બનતી શકતીએ જપ કરવો. હરી સેવામાં શ્વેત વસ્ત્ર પહેરવું. બીજા નીયમો ધર્મ શીક્ષામાં લખાશે તે પાળવા.

## અધીકારી વર્ગને સુચના.—

આ ગ્રંથે કહેલા કર્મ મુજબ વરતનારજ બીજા ગ્રંથોની પાત્રતા મેળવશે. એમ નિશ્ચય સમજી પાત્રતા મેળવવા તન મન ધનથી પ્રવર્ત થવું. પણ યાદ રાખવું કે શુરો છું શુરો છું કહે શુરો કહેવાતો નથી. બકવાદ તજી રણ સંગ્રામે જય મેળવનારજ શુરો ઠરે છે. માટે કરી બકવાદ તજી પ્રયત્ન સેવનારજ ફળ ભોક્તા થશે.

સમાપ્ત.

# "પદ્મવિલાસ" પ્રીં. પ્રેસ

સ્ટ્રીટ, કોઠી આગળ ,

ભરૂચ

ચોપડી, ચોપાનીઆ, અને જૉબ,

## ....છાપવાનું કામ

દરેક જાતનુ

સુંદર સફાઇથી કરી

આપવામાં આવશે.

---

**કા**મ કીફાયત ભાવે તૈયાર કરી દેશના કોઇ પણ ભાગમાં બનતી ઉતાવળે મોકલાવી આપવામાં આવશે

એક વખત મુલાકાત લેવાથી ખાત્રી થશે.

આ છાપખાનામાં દરેક જાતની ચોપડીઓ, કંકોત્રીઓ, કાગળના મથાળાં, મેડલનગરો, કેસરકપુરગો, કેલેન્ડરો, સર્ટીફીકેટો, રસીદબુકો, રેશમી કપડા ઉપર આ ચિત્રો.

ઉંચી જાતના કાગળો રંગબેરંગી શાહીથી છપાય.



## શ્રી "પદ્મવિલાસ" પ્રીન્ટીંગ પ્રેસ,

કોઠી આગળ સ્ટ્રીટ,

ભરૂચ.